ઇડર રાજ્યમાં ટેક્ષબુક અને ઇનામ માટે મંજુર

॥ શ્રી ૐ ॥

# ઇડરરાજયની ભૂગોળ. 1929

કર્તા,

જોગીદાસ અંબાદાસ જોશી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગોપાલદાસ જોગીદાસ જોશી.

શીરસ્તેદાર, હજુર ઓફીસ—રાજ્ય ઈડર.

આવૃત્તિ પાંચમી પ્રત ૨૦૧૦
સંવત ૧૯૮૫ સને ૧૯૨૯



કિમ્મત ૦-૪-૦.

# અર્પણ પત્રિકા.



## અનેક સદ્‌ગુણાલંકૃત શ્રીયુત મહેરબાન રાજમાન રાજેશ્રી ડાહ્યાભાઈ નાથાભાઇ દેશાઇજી ઈડર સ્વસ્થાનના અપેલેન્ટ અને સેશન જજ સાહેબ.

મુ. હીંમતનગર. ( મહીકાંઠા )

ઇડર સ્વસ્થાનમાં સુમારે ત્રીસ વર્ષના આપના પ્રજાપ્રીય અધિકાર વડે આપ ઈડર રાજ્યની પ્રજામાં જાણીતા અને માનીતા થઈ પડેલા છો. ઇડર સ્વસ્થાનના વતનીઓના ઉદય માટે આપ શ્રી, રાજ્યના ઉદય માટે રાખો છો એટલી કાળજી ધરાવો છો. ઇડરની હરેક પ્રજાકીય સંસ્થાને આપશ્રીના લાંબા અને વ્હોળા અનુભવનો મ્હોટો ટેકો છે. ઈડર સ્વસ્થાનમાં કેળવણી ફેલાય અને રાજ્ય અને પ્રજાનો ઉદય થાય તે માટે આપશ્રીનો ચાલુ પરીશ્રમ, અને રાજ્ય અને પ્રજાના ઉદય નિમિત્તેજ આપશ્રીનો સતત પ્રયાસ વિગેરે વિગેરે આપશ્રીના પ્રસંશનીય ઉચ્ચ ઉદ્દેશોથી આકર્ષાઈ આપની મ્હારી ઉપરની ખાસ કૃપાની નિશાનીને લીધે મ્હારો આ લઘુ પ્રયાસ આપને અર્પણ કરવામાં આનંદ પામુ છું.

આપનો કૃપાકાંક્ષી

**જોગીદાસ.**

# प्रस्तावना.

---

હાલની કેળવણી આપવાની પદ્ધતિમાં વિદ્વાનો તરફથી ભૂગોળના વિષયમાં જે ખોડો કાઢવામાં આવે છે, તેમાંની એક એ કહેવામાં આવે છે કે, વિદ્યાર્થીઓ દુરદેશની જ્યારે સારી રીતે માહિતી ધરાવતા માલમ પડે છે, ત્યારે પોતાના ઘરની ગામની કે જીલ્લા સબંધી છેક અજ્ઞાન જોવામાં આવે છે. આ ભુલ સુધારવા હાલની શરૂ થએલી શાળોપયોગી ટેક્ષ બુકોમાં પ્રયત્ન થયો જોવામાં આવે છે, એજ વિચાર લક્ષમાં રાખી ભુગોળના વિષયમાં મહિકાંઠાના વતનીઓને ઇડર સ્વસ્થાન સબંધી સંપુર્ણ જ્ઞાન થવા મ્હેં આ યથામતી લઘુ પ્રયાસ કર્યો છે.

આ ભુગોળનું નાનકડુ પુસ્તક મહીકાંઠાના મહેરબાન રાવ સાહેબ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેકટર પ્રભુરામભાઇ સાહેબે જોઇ પસંદ કર્યું છે અને તે માટે પોતે નીચે પ્રમાણેનો પોતાનો ઉચ્ચ અભિપ્રાય જણાવ્યો છે.

---

Camp Idar, 22 Feb. 1906.

Going through the work I find that full justice have been doneby Mr Jogidas to the subject he undertook. His intimate knowledge for the Idar State has allowed him better opportunity to treat this matter exhaustively then one who is outsider who has to depend for a little information upon others.

So a book written by a subject of the State must have its superior marit in as much as details of information go.

I find no room with language construction or arrangements of suejects for adverse remarks; on the contrary it is thoroughly exhaustive in accounts and details about the Idar State. It is also free from the blot of sanskritised Gujarati which has become the fashon with some Gujarati writers The language used by Mr. Jogidas is simple and such that an ordinary boy can understand it. I congratulate him for the labour he has spent in compiling geography of the Idar State.

**Parbhuram M. Bhatt.**

Deputy Educational Inspector,

Mahi—Kantha.

તેમજ મહેરબાન ઇડર રાજ્યના ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ ચતુરભુજજી સાહેબે પણ આ પુસ્તક જોઇ તપાસી પસંદ કરી પોતાનો ઉત્તમ અભીપ્રાય નીચે પ્રમાણે જણાવ્યો છે.

I have gone through the Geography of Idar State compiled by Mr. Jogidas Ambaidas Joshi, Shirestedar to the Appellate Judge, Idar State. The book aims at giving a very sound knowledge of the subject to young boys, unlike other books on the subject giving long list of rivers, mountains and towns encouraging the condemned cramming system and shattering delicate constitutions of young pupils. One main point in which Mr. Jogidas' work differs from others on the subject, is that he has given rather fuller and interesting discription of religious places. His efforts to insert information regarding useful articales of commerce to be found in some places in the State; gives this Geography special importance, Mr. Jogidas deserves great credit for this useful work.

Idar Ahmednagar
16th May 1906.

**Chaturbhuj Mankeswar Bhatt,**
District Magistrate Idar State.

અને નેક નામદાર શ્રી માહારાજા સાહેબ બાહાદુરે પુર્ણ કૃપાવંત થઇ ઇડર રાજ્યના કેળવણી ખાતા માટે ટેક્ષ બુક તરીકે ચલાવવા તથા ઇનામમાં વહેચવા મંજુર કરી છે.

આ કાર્યમાં જે જે સદગૃહસ્થ સાહેબોએ મને મદદ કરી છે તેમનો હું મારા અંતઃકર્ણપુર્વક આભાર માનું છું.

આ પુસ્તકમાં કાંઇ સુધારો વધારો કરવા યોગ્ય લાગે તો જે સદગૃહસ્થ સાહેબ તરફથી સુચના મળશે તે આભાર સાથે સ્વીકારી બીજી આવૃત્તિમાં તે યોગ્ય સુધારો કરવા તજવીજ કરીશ.

કર્તા. **જોગીદાસ.**

---

# નવી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તક સને ૧૯૦૬ની સાલમાં મ્હારા પીતાશ્રી જોગીદાસ અંબાદાસજીએ તૈયાર કરી પ્રસીદ્ધ કરેલું તે ઇડર સંસ્થાનના એજ્યુ-કેશનલ ખાતામાં ટેક્ષ બુક તરીકે વપરાય છે.

સને ૧૯૨૩માં નીકળેલ ચતુર્થાવૃત્તિની નકલો ખપી જવાથી આ પાંચમી આવૃતિ કેટલાક સુધારા વધારા સાથે છપાવવામાં આવી છે.

પ્રસિદ્ધ કર્તા.
**જોસી ગોપાલદાસ.**

# દિશાઓ અને ખુણાઓની સમજુત.

દિશાઓ ચાર છે. **પુર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ,** સુર્ય ઉપરથી દિશાઓ નક્કી કરેલી છે જે દિશામાં સુર્ય સવારે ઉગે છે તેને ઉગમણી અથવા પુર્વ દિશા કહે છે અને જે દિશામાં સુર્ય સાંજે આથમે છે તેને આથમણી અથવા પશ્ચિમ દિશા કહે છે. પુર્વ દિશા સામે મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ તરફ જે દિશા આવે તેને દક્ષિણ દિશા તથા ડાબા હાથ તરફ જે દિશા હોય તેને ઉત્તર દિશા કહે છે.

ખુણાઓ પણ ચાર છે. **અગ્નિ, નૈરૂત્ય, વાવ્ય અને ઇશાન.** ૧ પુર્વ તથા દક્ષિણ દિશા વચ્ચે જે ખુણો આવે છે તેને અગ્નિ ખુણો કહે છે. ૨ દક્ષિણ તથા પશ્ચિમ દિશા વચ્ચે જે ખુણો આવે છે તેને નૈરૂત્ય ખુણો કહે છે. ૩ પશ્ચિમ તથા ઉત્તર દિશા વચ્ચે જે ખુણો આવે છે તેને વાવ્ય ખુણો કહે છે. ૪ અને ઉત્તર તથા પુર્વ દિશા વચ્ચે જે ખુણો આવે તેને ઇશાન ખુણો કહે છે.

નકશો તથા તેની દિશાઓની સમજુત—પૃથ્વિની સપાટીનું ચિત્ર કાગળ ઉપર કાઢયું હોય તેને નકશો કહે છે નકશામાં તેના ઉપલા ભાગને ઉત્તર દિશા સમજવી તથા નીચલા ભાગને દક્ષિણ દિશા અને **જમણા હાથ તરફની પુર્વ તથા ડાબા હાથ તરફની પશ્ચિમ દિશા સમજવી.**

શ્રી

# ઈડર સંસ્થાનની ભૂગોળ.

હિન્દુસ્તાનના પશ્ચિમ ભાગે મુંબઈ ઈલાકાના મહીકાંઠા એજ-ન્સીના દેશી રાજ્યોમાં સર્વેથી મોટુ આ રાજ્ય આવેલું છે. એ રાજ્યમાં છેલ્લી ૧૯૨૧ની સાલમાં થયેલી વસ્તીની ગણત્રી પ્રમાણે મુખ્ય ગામ ૯૨૩ તથા પેટાગામ ૨૫૦ મળી કુલ્લ ૧૧૭૩ ગામ તથા ૨૨૬૩૫૧ માણુસની વસ્તી છે. એનું ક્ષેત્રફળ ૧૬૬૯ *×ચોરસ માઈલ છે આ રાજ્યનો ઘણો ખરો ભાગ ગુજરાતમાં છે થોડો ભાગ મેવાડ ઈલાકામાં છે તથા થોડો ભાગ ગઢવાડામાં છે આ રાજ્યના તાલુકા ગુજરાત તથા મહીકાંઠા સાથે સેળભેળ છે તેથી તેની ચોકસ સીમા લખવી મુશ્કેલ છે પણ સામાન્ય સીમા નીચે પ્રમાણે છે.

**સીમા પુર્વે**—મેવાડ, ડુંગરપુર, અને લુણાવાડાનાં રાજ્યો તથા માલપુર તાલુકો અને પ્રાંતીજ પ્રગણાનાં ગામો આવેલ છે.

**પશ્ચિમે**—અમદાવાદ જીલ્લાના પ્રાંતીજ પ્રગણાનાં ગામો તથા ગાયકવાડી રાજ્યનાં પ્રગણાંઓ તથા દાંતા અને શીરોહીનાં ગામો આવેલાં છે.

---

* દંતકથામાં ૧૪૪૪ કહેવાય છે. × બોમ્બે ગેઝીટિયરમાં ૨૫૦૦ ચોરસ માઇલનું ક્ષેત્રફળ છે. અને મહીકાંઠા સીલેકશનમાં ૧૯૦૦ ચોરસ માઇલ દાખલ કર્યું છે.

**દક્ષિણે**—વાડાસીનોર સ્ટેટ તથા અમદાવાદ અને ખેડા જીલ્લાનાં પ્રાંતીજ અને કપડવણજ પ્રગણાનાં ગામો અને ગાયકવાડી તથા માંડવા તાલુકા વિગેરે આવેલાં છે.

**ઉત્તરે**—મેવાડ ઉર્ફે મોટા ઉદેપુરનું રાજ્ય આવેલું છે.

**દેશનો દેખાવ**—ઇડર (ઇલ્વદુર્ગ) તથા તેની આસપાસ આવેલા મહીકાંઠા એજન્સીનાં કેટલાંક પ્રાચીન સ્થળો જોતાં માલુમ પડી આવે છે કે પુરાતન વખતે આ દેશ સમૃદ્ધિ વાળો હોવો જોઇએ; ઠેકાણે ઠેકાણે ભભકાદાર વાવો અને કુંડો તથા જૈન અને શીવ ધર્મનાં સુંદર નકસીદાર દહેરાઓ આવી રહેલાં છે. જગે જગે લીલા વૃક્ષનાં ઝુંડ તથા જાતજાતના પાક નીપજતા હોવાથી રમણીયતામાં આ દેશ ગુજરાતથી કોઈ રીતે ઉતરતો નથી પણ ગુજરાતનો આ ઇડર દેશ તરફનો ભાગ રમણીયતામાં ઈત્તર ભાગો કરતાં ઘણે દરજ્જે ચઢતો છે કારણકે ઠેરઠેર ન્હાના ન્હાના ડુંગરોથી, નદીઓથી, અને તળાવોથી ભરપુર હોવાથી એક વિશાળ બાગ સમાન ફળદ્રુપ અને લીલો છમ લાગે છે. આ દેશના વતનીઓમાં મુખ્ય ભાગ ખેડુત છે. અને મુખ્યત્વે ખેતી ઉપર તેઓ ગુજરાન ચલાવે છે તેથી ખેડાયા વગરની જે જમીન રહે છે તે સીવાયની જમીન પર ખેતી હોવાથી એ ખેતરો દેશના સૌંદર્યમાં વૃદ્ધિ કરી આનંદ આપે છે ઠેર ઠેર પર્વતોની ગુફાઓમાં તથા ઝાડીઓમાં સેકડો વર્ષનાં દેવાલયો બતાવી આપે છે કે પુરાતન કાળમાં અહીંના વતનીઓ ધાર્મીક હતા તથા તે સાથે ઉત્તમ પ્રતિની કારીગરીમાં પણ નિપુણ હોવા જોઇએ ઈડર દેશનાં દેવાલયો વિષે ગુજરાતમાં કહેવત ચાલે છે કે—

**इडरे पंच रत्नानी, भृगु ब्रह्मा गदाधर;**
**चतुर्थ कळनाथश्च, पंचमं भुवनेश्वर.**

તે સિવાય વીરેશ્વર, ચંપેશ્વર તથા નારંગેશ્વર છે એથી સાંપ્રત સમયના અહીના વતનીઓની ધાર્મીક વૃતિઓનું દ્રશ્ય બતાવી આપે છે.

**વસ્તી**—આ દેશના પુર્વ તથા ઉત્તર ભાગમાં ડુંગરો વીશેશ છે. અને મુલ્ક પહાડી છે તેમાં મુખ્ય વસ્તી ભીલ તથા કોળી જાતની છે. પશ્ચિમ અને દક્ષિણ તરફ જમીન ઢળતી અને વીશેષ સપાટીમાં છે તેમાં કણબી લોકો ઘણા વસે છે આ દેશના ભિલ લોકો જો કે દક્ષીણના કાળી પરજના નરડા લોકોના આચાર વીચારને મળતા છે તોપણ દક્ષીણના નરડાઓની માફક દારૂમાં મગ્ન રહેવા વાળા નથી. અને તેઓમાં નિઃસ્વાર્થ ઐક્યતા હોવાથી તેઓ સાધારણ રીતે સુખી છે કોળી લોકો દારૂમાં લુબ્ધ થવાથી જોઇએ તેવા સુખી નથી તેમજ રાજ્યના સ્થંભ કણબી લોકો સર્વ પ્રકારે સુખી હોવા જોઇએ તેને માટે હાલનો જમાનો પોતાનું કામ કરે જાય છે એટલે કે જે પ્રમાણે બધે સ્થળે તેઓની સ્થિતી જેવી રીતે થઈ પડી છે તેજ પ્રમાણે અહીને માટે પણ છે. નામદાર માહારાજા સાહેબ બાહાદુરનું ધ્યાન એ લોકોનાં દુઃખ ટાળવા તરફ ચોટયું છે. એટલે હાલમાં પોતાના રાજ્યના મુખ્ય અમલદારોની એ લોકોની સ્થિતી સુધારવા અર્થે પ્રયત્ન કરવાને ખાસ ગોઠવણ કરી છે અને તેમને કેળવણી આપવા નીશાળો સંખ્યાબંધ ખોલવા માંડી છે.

**જમીન**—આ દેશની જમીનનું બંધારણ *ગ્રેનાઈટ (Granite) જાતના ડુંગરમાંથી થએલુંછે. તેથી તેની અંદર સામાન્ય ફળદ્રુપતાનાં બધાં તત્વો રહેલાં છે અને તેથીજ જમીન ફળદ્રુપ અને રસાળ છે અને શીયાળુ ઉનાળુ તથા ચોમાસુ એ ત્રણે મોસમમાં પાક સારો થાય છે અને કેટલેક ઠેકાણે ડુંગરી કાંકરીવાળી પણ જમીન છે.

* એક જાતનો અડકીઓ પથ્થર.

**ખેતી**—આ દેશમાં બીજા ધંધા રોજગારો કરતાં મુખ્ય ધંધો ખેતીનો છે. જમીન સપાટ ફળદ્રુપ તથા કોઇ કોઇ ઠેકાણે કાંકરીવાળી પણ છે. આ દેશમાં પડતર ખેડાણ થયા 'વગરની જમીન ઘણી છે. આ દેશની જમીન પૈકી ત્રીજા ભાગની જમીન ખેડાણ થાય છે બાકીની પડતર રહે છે. આ સ્વસ્થાનમાં ઘણોખરો વીઘોટી વહીવટ થઇ ગયો છે અને કોઈ કોઇ ઠેકાણે કાચા ફળતરનો વહીવટ પણ ચાલે છે.

**વનસ્પતી**—આ દેશમાં નાના પ્રકારની વનસ્પતિઓ પહાડોમાં થાય છે તેની શોધ કરવામાં આવે તો ઘણો ફાયદો થઇ વ્યાપારને ઉત્તેજન મળે તેમ છે.

**ઉપયોગી લાકડું**—આ રાજ્યની હદનાં જંગલોમાં દીવાસળી બનાવવાના ઉપયોગમાં આવે એવાં લાકડાં મળી આવે છે અને તે દેશાવર ખાતે જુજ કીમતમાં જાય છે. જો એકાદ દીવાસળીનુ કારખાનુ આ રાજ્યની હદમાં ઉઘાડવામાં આવે તો ઘણો ફાયદો થઇ હુન્નરને ઉત્તેજન મળે. હાલમાં ફોરેસ્ટ ખાતા તરફથી ચંદન, કાજુ, સીસમ, કોકમ વીગેરેના ઝાડો ઉછેરવાના પ્રયત્નો થાય છે.

**પેદાશ**—ઉપજમાં મુખ્ય પેદાશ ઘઉ, મકાઈ, તથા ચણા, કોદરા, બંટી, જુવાર, ડાંગર, તલ, ચીણો, જવ, સરસવ, શેરડી, તેમજ તમામ જાતનું કઠોળ, એરંડા, કપાસ વિગેરે બધી જાતનાં અનાજ તથા તેલનાં બીઆં નીપજે છે.

**વ્યાપાર**—આ દેશમાંથી બહાર દેશ ખાતે ઘહું ચણા, મકાઈ, કપાસ, સરસવ તથા ઘી વીગેરે વ્યાપાર માટે ચઢે છે અને તમાકુ, ખાંડ તથા વીલાયતી કાપડ અને ત્રાંબા પીતળનાં વાસણની આ દેશમાં આયાત થાય છે.

**આબોહવા**—આ સ્વસ્થાનનો ઉત્તર ભાગ તરફનો મુલક ડુંગરી હોવાથી ત્યાંની હવા સારી અનુકુળ નથી પરંતુ બાકીના ભાગો તરફના મુલકની હવા સારી તન્દુરસ્તીવાળી છે તેમજ પુર્વ ભાગમાં પણ ડુંગરોની હવા તન્દુરસ્તીવાળી નથી. ચોમાસાની મોસમમાં વરસાદ દર સાલ ૩૦ થી ૪૦ ઇંચ થાય છે અને મુંબઈ ઈલાકા માટે નૈરૂત્ય ખુણાનો પવન વાયે જેવી રીતે વર્ષાદની મોસમ શરૂ થાય છે તેવીજ રીતે આ દેશમાં જુનની અધવચે વરસાદની મોશમ બેસે છે, શીયાળામાં થંડી સખત પડે છે અને ઉન્હાળામાં એપ્રીલ અને મે માસમાં તાપ સખત એટલે વધારેમાં વધારે ૧૧૦ ડીગ્રી સુધી પડે છે.

**જનાવરો**--આ દેશમાં ડુંગરી મુલકની પ્રતિકુળ હવાને લીધે ઘણાં જાડાં અને ઉચાં તથા ખાસ વખાણવા લાયક કોઈ પણ જાતનાં જનાવરો આ સ્વસ્થાનમાં થતાં નથી પણ જંગલી જનાવરો જેવાં કે વાઘ, વરૂ, દિપડા, ચીતરા, રીંછ વિગેરે આ ડુંગરી ભાગમાં ઘણાં થાય છે.

**નદીઓ**--આ સ્વસ્થાનની હદમાં મુખ્ય નદીઓ પાંચ તથા નહાની નદીઓ ૧૩ મળી કુલ ૧૮ નદીઓ આવેલી છે તેનાં નામ. **સાબરમતી, હાથમતી, મેશ્વો, માજુમ, વાત્રક,** સેઈ, પાનરી, વાકળ, હરણાવ, કોસંબી, ડેભોલ, ઘઉંઆ, ભેસકા, ઇરૂ, વરાંસી, ધામણ, ખારી, અને વેકરી તેમજ નાની નદીઓ તથા નહાના મોટાં નાળાં (વાંધાં) પણ આ સ્વસ્થાનમાં ઘણાં છે.

**નહેરો**--આ રાજ્યમાં નહેર ફક્ત એકજ છે અને તે હાથમતીની નહેરના નામે ઓળખાય છે આ નહેર હીમતનગર શહેર આગળથી હાથમતી નદીમાંથી કાઢવામાં આવી છે તેનું પાણી પ્રાંતીજની બોખમાં લેઈ ત્યાંથી ઠેઠ અમદાવાદ સુધી લેઈ જવામાં આવે છે.

**તળાવો**—આ રાજ્યમાં કુદરતી રીતે બનેલાં તળાવો એક પણ નથી પરંતુ બંધાવેલાં નાનાં મોટાં તળાવો તથા કુંડો છે. જેવા કે–

રાણીતળાવ, રમળેશ્વરનું તળાવ, બાબસરનું તળાવ જુમસર અંબારસ તથા કરમાનું તળાવ પ્રતાપસાગર એ રીતનાં તળાવો તથા બીજા કુંડો છે.

**પાહાડો**—આ સ્વથાનમાં મુખ્ય પહાડો છે તેનાં નામ––

મદાલશાનો ડુંગર, જબેલશાનો ડુંગર, મહાકાળેશ્વરનો ડુંગર, ધનેશ્વરની ડુંગરી, ધઉંઆવનો ડુંગર, સોનગઢનો ડુંગર, વીગેરે.

**રસ્તા**—આ રાજ્યના કોઇ પણ ભાગમાં ગાડાં જઇ શકતાં નથી એમ નથી પણ છેક ઉત્તર તથા પુર્વ ભાગ પહાડી હોવાથી ત્યાંનો વેપાર પોઠ ઉપરવધારે ચાલે છે ઉત્તરમાં પોશીના દેલવાડા વચ્ચે રસ્તો ઘણો ખરાબ હતો તે દુરસ્ત કરી લેવામાં આવ્યો છે, તેમજ શામળાજી જતાં જે ભેટાલી નામનો ઘાંટો ઘણોજ ખરાબ હતો પણ તે તોડાવી ગાડાં ગાડીઓ વિગેરે સહેલાઇથી જઇ શકે તેવો સુંદર રસ્તો બનાવી દેવામાં આવ્યો છે. હીમતનગરથી ઈડર અને ઇડરથી ખેડબ્રહ્મા તથા ભીલોડા તરફ જવા માટે સડક અને ગાડા માર્ગ છે. તેમ હવે સ્ટેટના લગભગ બધા પ્રગણાઓમાં ભાડાની મોટરો તથા મોટરલોરીઓ ફરે છે તેથી રસ્તા સુધરતા જાય છે.

**રેલવે**—આ રાજ્યની હદમાં અમદાવાદથી હીમતનગર સુધી આગગાડી હતી પરંતુ સને ૧૯૧૧ ના જુલાઈ માસની પહેલી તારીખથી હીમતનગરથી મહાદેવપુરા, જાદર, ઇડર, વડાલી, થઇને ખેડબ્રહ્મા સુધી રેલવે વધારવામાં આવી છે.

હીમતનગર શવગઢની ખાણોમાંથી નીકળતા પથ્થરની ખપત બાહાર દેશાવર ખાતે વીશેષ થતી હોઇ; રેલવે કંપની તરફથી દેશાવર ખાતે પથ્થર પુરા પાડવા માટે હીમતનગર સ્ટેશનથી માહાદેવપુરા સ્ટેશને જતી લાઇનમાંથી ખાસ એક ફાંટો શવગઢ સુધી લઇ જવામાં આવેલ છે.

**ઉપજ**—આ રાજ્યની ખાલસા ઉપજ આશરે રૂપીઆ પંદર લાખની છે. અને રાજયની કુલ ઉપજ વીસ લાખની ગણાય છે.

**ખંડણી હક**—મહીકાંઠા અને રેવાકાંઠા તથા સાબરકાંઠા વિગેરેના તાલુકદારો પાસેથી આ રાજ્યની લહેણી ખંડણી વીગેરે શ્રી દરબારના હકના રૂા. ૫૨૪૮૭ દર સાલ વસુલ કરી લેવામાં આવે છે. ત્યારે રૂા. ૩૦૩૪૦ આ રાજથી ઘાસ દાણા હકના વડોદરા રાજ્યને આપવામાં આવે છે.

**પોસ્ટો**—આ રાજ્યની અંદર હીમતનગર; તથા ઇડર એ બે સબ પોષ્ટ-ઓફીસો છે જેમાં તારઓફીસો પણ આવેલી છે અને દાવડ, વડાલી, ખેડબ્રહ્મા, બડોલી, મુડેટી, ચીત્રોડા, કુકડીઆ, ભીલોડા, ટીંટોઈ, લુસડીઆ, બાયડ, ગાબડ, મેઢાસણ, ચોઇલા, જાદર, વસાઇ અને સાબળી એ રીતે સત્તર ઠેકાણે બ્રેન્ચ પોષ્ટ ઓફીસો છે.

**દવાખાનાં**—આ રાજ્યમાં હીમતનગરની અંદર હોસ્પીટલ તથા પેલેસ ડીસ્પેન્સરી અને સર પ્રતાપ ઇન્ફ્રીની ડીસ્પેન્સરી છે. તેમજ ઇડર, વડાલી, ભીલોડા અને બાયડ, એ જગોએ ડીસ્પેન્સરીઓ છે. હીમતનગરમાં એક મોટી હોસ્પીટલનુ મકાન બાંધવાનુ કામ શરૂ થયેલ છે કે જે ટુંક મુદ્દતમાં પુરૂ થશે.

**નિશાળો**—આ સંસ્થાનમાં એકંદર સ્કુલો ૬૫ ચાલે છે. અને પ્રતિ વર્ષે સંખ્યા બંધ નવી સ્કુલો ઉઘાડવામાં આવે છે.

**રચના**—આ રાજ્યના વહીવટની અનુકુળતા માટે બે ભાગ પાડી તેમાં ૬ પ્રગણાં મુકરર કરવામાં આવ્યાં છે.

**તાલુકા**—આ રાજ્યના એકંદર ૭ તાલુકા મુકરર કરવામાં આવ્યા છે તેનાં નામ—

| | |
|---|---|
| ૧ હીમતનગર તાલુકો. | ૪ ભીલોડા તાલુકો. |
| ૨ ઇડર તાલુકો. | ૫ મેઘરજ સબલપુર તાલુકો. |
| ૩ ખેડ વડાલી તાલુકો. | ૬ બાયડ તાલુકો. |

ઉપર પ્રમાણેના તાલુકાની હકીકત નીચે મુજબ છે.

---

## ૧ તાલુકે હીમતનગર.

આ તાલુકામાં ૮૮ ગામ તથા ૨૯૪૨૦ માણસની વસ્તી છે તથા આ પરગણામાં દરબાર ખર્ચે ૧૩ નીશાળો ચાલે છે.

## હીંમતનગર પટો.

હીમતનગરનું પહેલું નામ અહમદનગર હતું પરંતુ દક્ષિણમાં અહમદનગર શહેર હોઇ ત્યાંની અને અહીંની ટપાલ અદલાબદલી થતી હોવાના લીધે નામ ફેરવવાની જરૂર જણાયાથી નામદાર શ્રી મહારાજા કુમારશ્રી હીમતસીહજી સાહેબના નામ ઉપરથી હીમતનગર નામ રાખવામાં આવ્યું છે. સદરહુ સુધારો પોષ્ટ ઓફીસમાં તેમજ સ્ટેશન ઉપર પણ કરવામાં આવેલ છે.

**મુખ્ય નદીઓ**—હાથમતી, ખારી, પુર્વ પશ્ચિમે વહે છે.

**મુખ્ય શહેર**—હીમતનગર એ હાથમતી નદીના કીનારે છે. એમા ૭૫૫૭ માણુસની વસ્તી છે અને નેક નામદાર શ્રી માહારાજા સાહેબ બહાદુરની રાજ્યધાની છે એમાં શ્રી હજુર કચેરી વરીષ્ટકોર્ટ, સેશન, ફોજદારી ઇન્જીનીયર, રેવન્યુ, કષ્ટમ, આબકારી, મેડીકલ, લશ્કરી, સુધરાઇ, વીગેરે કચેરીઓ તથા ગુજરાતી તથા ઇંગ્રેજી સ્કુલ, કન્યાશાળા અને સ્ટેટ હોસ્પીટલ અને પોષ્ટ ઓફીસ છે. શહેરમાં વહોરા કોમ તરફથી મદ્રેસા ચલાવવામાં આવે છે તેમાં તેમના ધર્મનું શીક્ષણ તેમજ ઉર્દુ, અરબ્બી ભાષા શીખવાડવામાં આવે છે તેમજ શહેરમાં મોસલીમ લાયબ્રેરી પણ છે. હીંમતનગર રેલ્વે સ્ટેશન છે અને હડીઓલ, બેરણા, ગઢોડા, કાંકણોલ, વીરાવાડા, નીકોડા, સાહેબાપુર; સવગઢ, અને ડેમાઇ મહીઅલ વીગેરે મોટા ગામ છે. હાલમાં સર પ્રતાપ ઈન્ફ્ટ્રી માટે બે મોટી લાઇનો તથા મીલીટરી ઓફીસરો માટે બંગલાઓ તેમજ આર્મ્સ માટે મકાન બાંધવામાં આવેલ છે.

હીમતનગર સેંટ્રલ જેલ માટે પણ નવુ મકાન બાંધેલ છે અને તેના પાસે બગીચો લગાવવામાં આવ્યો છે. કીલ્લાથી સ્ટેશને જવાની બજારની સડક ઉપર પોલીસની લાઇનો તથા ઓફીસનુ મકાન બાંધેલ છે અને શહેરના કોટ બહાર સર પ્રતાપ હોસ્પીટલ માટે એક નવુ ભવ્ય મકાન બાંધવાનુ તથા એગ્લો વર્નાક્યુલર સ્કુલ માટે મકાન બાંધવાનુ કામ ચાલુ છે.

**જોવાલાયક**—હીમતનગર શહેરને ફરતાં બાંધેલો પથ્થરનો કોટ છે અને તે સુલતાન અહમદશાહના વખતમાં સંવત ૧૪૨૬ની સાલમાં બંધાવ્યાનું કહેવાય છે આ કોટ હાલ કેટલીક જગોથી ટુટી

ગએલો છે હીમતનગર એ પુરાતન જુની બાંધણીનું શહેર છે તે ઉમદા અને જોવા જેવું છે હીમતનગરમાં જૈન લોકોનાં દેવળો છે. તે જોવા લાયક છે. હીમતનગરથી થોડેક દુર એક વાવડી છે. તે કાજીની વાવડી કહેવાય છે તેમાં સંવત ૧૪૧૬ અને ૧૫૨૨ની સાલના બે જુના લેખો છે તે પૈકી ૧૫૨૧ના લેખ ઉપરથી એમ જણાય છે કે શમશેર ઉલ્ફમૂલ્કે તે વાવડીનો કેટલો ભાગ બંધાવ્યો છે ઇડર તરફ જવાના રસ્તા ઉપર સુલતાન અહમદશાહના મોટા દીકરા નસરૂલમુલ્કે બંધાવેલી એક મસ્જીદ છે તેની બારીઓના પથ્થરમાં ડાળાં પાંદડાં સાથેનું એક ઝાડનું કોતરકામ છે તે જોવા લાયક છે આ મસજીદની પુર્વમાં એક નવલખી કુંડ છે તે જોવા લાયક છે. હાથમતીના કીનારે મોટો કીલ્લો છે તે જગોએ હાલ શ્રી માહારાજા સાહેબ બાહાદુરે એક વિશાળ રાજમહેલ ઇગ્લીશ ફેશનનો બીલકુલ પથ્થર કામથી ઘણોજ ઉમદા બંધાવેલ છે અને તે ઘણાજ કીમતી અને સુંદર ફર-નીચર સામાનથી તેને શણગારવામાં આવેલ છે.

આ ભવ્ય મહેલને વીજળીક રોશનાઈ પુરી પાડવાના હેતુથી દરેક ચાલીસ ચાલીસ હોર્સ પાવરવાળાં બે એન્જીનોનું કારખાનું આ મહેલની દક્ષિણ દિશાએ ગોઠવવામાં આવ્યું છે. અને આખા રાજ મહેલના દરેક કમરાઓમાં વિલાયતી ઢબથી જુદી જુદી જાતની લાઇટો (દીવાઓ) ગોઠવવામાં આવી છે. તેમને સદરહું એન્જીનોથી વીજળીક રોશની પુરી પાડવામાં આવે છે ગરમીની મોસમમાં તે એન્જીનોના બળથી રાજમહેલના દરેક કમરાઓમાં વીજળીક પંખા ચલાવવામાં આવે છે. અને આ એન્જીનોના બળથી હાથમતી માંહે નળ મુકી તે વડે પાણી ખેંચાઇ રાજમહેલના દરેક ભાગમાં ગોઠવેલા નળો મારફતે પીવાના તથા બગીચા વિગેરે બીજા ઉપયોગમાં લેવામાં આવે છે તે

ઉપરાંત ન્હાવાનું ગરમ પાણી કરવા માટે કેટલાક સંચાઓ ગોઠવવામાં આવ્યા છે.

ઉપર બતાવેલ એન્જીનોની મદદથી તે કારખાના નજીક સોડા લેમોનેડ; બરફ વિગેરે બનાવવા સારૂ ખાસ જુદાં જુદાં મકાનો બનાવી તેમાં તેમને લગતા સંચાઓ ગોઠવી સદરહુ ચીજો મોટા પ્રમાણમાં તૈયાર કરવામાં આવે છે.

આ રાજ મહેલની અંદરના ભાગમાં ઘણી જગોએ ઉત્તમ પદ્ધતિના બગીચાઓ કરવામાં આવેલા છે અને તેમાં ટેનીસ ક્રિકેટ વિગેરે રમત ગમત માટે ખાસ જગ્યાઓ તૈયાર કરવામાં આવી છે તેમજ દરેક સ્થળે આરસપહાણ લોખંડ અને લાકડાની બેઠકો ગોઠવવામાં આવી છે.

આ મહેલમાં શ્રી હજુર લાઇબ્રેરી છે તેમાં ઘણુંજ ઉત્તમ અને કીમતી પુસ્તકોનો જમાવ કરવામાં આવ્યો છે તે પણ જોવા લાયક છે; કુંડની નજીકમાં હાથમતી નદીની નહેર છે તે પ્રાંતીજની બાખમાં લઈ જવામાં આવી છે. હીમતનગરમાં મુખ્ય વસ્તી વોહોરા મુસલમાનોની છે તેથી મહોરમ માસમાં ત્યાં ઘણી ધામધુમ થાય છે.

હાજીપુરામાં જે વાવ છે તેમાં ક્રુડ ઓઇલ એન્જીન ગોઠવી હાલ તો તેમાંથી નળ વડે પાણી કાઢવામાં આવે છે પરંતુ હવે હીમતનગર શાહેરમાં પબ્લીકને ઇલેકટ્રીક લાઇટ આપવા આ વાવ ઉપર ઇલેકટ્રીક પાવરહાઉસ તૈયાર કરાવવામાં આવે છે અને તે વડે પબ્લીકને ઇલેકટ્રીક પુરી પાડવાનું કામ થોડી મુદતમાં શરૂ કરવામાં આવશે.

આ વાવમાંથી શાહેરમાં પણ જાહેર જગાઓએ નળ ગોઠવવા

મ્યુનીસીપાલીટીનો વીચાર ચાલે છે. શહેરની બાહારની બાજુએ સ્ટેશને જવાના રસ્તા ઉપર શ્રીમતી શ્રી બડા કુવરાણીજી સાહીબાની માલીકીનો વીશાળ બગીચો બનાવવામાં આવ્યો છે કે જેને ફરતો પાકો પથ્થરો કોટ છે. આ બગીચામાં જાત જાતના ફળઝાડો પેદા કરવામાં આવ્યા છે.

**વ્યાપાર**—પથ્થરના વાસણો જેવા કે ખલ; પવાલાં; વિગેરે અહીંના સલાટો ઘણાં સારા બનાવે છે અને તે દેશ પરદેશ વ્યાપાર માટે ચઢે છે. તથા તમાકુ, સાબુ. કપાસનો પણ વ્યાપાર અત્રે સારો ચાલે છે. રેલવેનાં સાધનથી તમામ જાતના વ્યાપારને ઉત્તમ ઉત્તેજન મળ્યું છે અને તેથી હિંમતનગર એ વ્યાપારનું મુખ્ય મથક થઇ પડયું છે.

**ખનીજ પદાર્થ**—હીમતનગર, શવગઢ અને મોતીપુરા ગામોની હદમાં ઇમારતી કામના ઉપયોગમાં આવી શકે તેવા ઘણા સારા પથ્થરોની ખાણો છે. આ પથ્થર ઘણો મજબુત હોવાને લીધે તેમાં કોતર કામ બહુજ સારૂ થાય છે વળી ધાંગધ્રા વિગેરે સ્થળોએથી નીકળતા પથ્થરો કરતાં આ પથ્થર મોટી ઇમારતો માટે વધારે સારો અને ટકાઉ હોઈ બહાર દેશાવર ખાતે તેની ઘણી ખપત થતી હોવાથી રેલવે કંપની તરફથી પથ્થર લેઇ જવાની સુગમતા પડે તેટલા માટે હીમતનગર સ્ટેશનથી મહાદેવપુરા સ્ટેશને જતી રેલવે લાઇનમાંથી એક ખાસ સાઇડીંગ કરવામાં આવી છે તેથી આ પથ્થરનો ઉઠાવ બહોળા પ્રમાણમાં થતો જાય છે.

હીમતનગરમાં હાલ કપાસ લોઢવાનુ જીન તથા રૂની પાકી ગાંસડી બાંધવાનુ પ્રેસ છે, અને આટો દળવાની બે ફેક્ટરીઓ અને તેલ પીલવાની તથા મગફળીઓ કાઢવાના મશીન છે. તેમજ કાઠી-આવાડના એક ગૃહસ્થ તરફથી છાપખાનુ પણ ચાલે છે.

હીમતનગર પટ્ટાના મોજે બેરણા ગામમાં ઘંટી લાયક ઘણા સારા પથ્થરો નીકળે છે.

હીમતનગર તાલુકાના ગામ મોજે બેરણા તથા વાવડીમાં આબરો (અબરક) મળી આવે છે તે રેતી તથા ૧ મેગ્નેશીયમ ધાતુના બને છે અને તે ૨ ગ્રેનાઈટ જાતના ડુંગરોમાંથી મળી આવે છે તે (અબરક) દવાના તથા પરચુરણ કામને ઉપયોગી છે તેનું શોધન થઈ એ ખનીજ વ્યાપાર અર્થે કાઢવામાં આવે તો જથાબંધ નીકળવા વિશે સારી આશા રાખી શકાય. મી૦ આરથર મેગીન પોતાના પુસ્તક નામે “અર્થ એન્ડ ઇટસટ્રેઝર” ના પાને ૧૫૪ માં ઇંગ્રેજીમાં લખે છે કે અબરકના ડુંગરો ઘણાખરા દુનીયાના સોનાવાળા ડુંગરો હોય છે અને તેઓમાં “બ્રોઝીલીઅન” પોખરાજ મળી આવે છે અને તેમાં ઘણી કીમતી ધાતુ હોય છે.

આ પટાના દક્ષિણ તરફના ભાગની જમીન છુટી અને ખુલ્લી તથા નીચે પાણીની સપાટી બહુ ઉંડી નહી હોવાને લીધે વરસાદ બંધ થયા પછી ઉસ અથવા ખારો (સોડા કારબોનેટ) જેને કહે છે તે જમીનની સપાટી ઉપર ચઢી આવે છે. વાવડી અને હીમતનગર પટામાં એ ઉસ ઘણો થાય છે. એ ચોખો સોડા કહેવાય નહી; કારણકે તેની અંદર ઘણી બારીક રેતી મળેલી હોવાથી કાચ બનાવવાના કામમાં તે ઉસ ઘણો લાયક ગણાય છે. વાવડીમાં એ ઉસનો બંગડીઓ કાચ બનાવી તેમાંથી બંગડીઓ બનાવવામાં આવે છે. હીમતનગરમાં એ ઉસને ડોળીઆ તેલ સાથે ઉકાળી તેનો દેશી સાબુ બનાવવામાં આવે છે. તે કામને જો ઉત્તેજન મળે અને સારી જાતનો સુગંધી સાબુ

---

૧. મેગીસીઅમ—લોહચુંબક જાતની એક ધાતુ. ૨ અડદીયા પથ્થરનો ડુંગર.

બનાવી તેનો વ્યાપાર ચલાવવામાં આવે તો આ દેશનો દેશી હુન્નર જળવાઈ રહી લાભની આશા રહે.

**પેદાશ**—ઘઉં, બાજરી, જુવાર, ચણા, કઠોળ, કપાસ, એરંડા તલ, શેરડી, તમાકુ ગોળ વિગેરે.

---

## જાદર પટો.

**મુખ્ય નદીઓ**—વેકરી, સાબરમતી, પુર્વ પશ્ચિમ તથા ઉત્તર દક્ષીણ અનુક્રમે વહે છે.

**મુખ્ય ગામ**—જાદરમાં ૧૪૪૫ માણસની વસ્તી છે. ફોજદારી કચેરી તથા સરકારી નિશાળ છે. અને દેશોતર, હાવડ, સુવર, ગોલવાડા, દોલગઢ, (જોમળા) અરોડા, એકલારા, ઉંડણી, રૂદરડી, ઓડા અને વેરાબર, વિગેરે મોટાં ગામ છે.

**જોવા લાયક**—જાદરમાં શ્રી મુધાણેશ્વર મહાદેવનું દેવાલય છે અને ત્યાં આગળ દર વરસે ભાદરવા સુદમાં બીજા સોમવારે મેળો ભરાય છે અને તે મેળામાં દેશી પરદેશી વેપારીઓ વ્યાપાર માટે આવે છે. એમ કહેવામાં આવે છે કે કોઇને સર્પ ડંશ કર્યો હોય અને મુધાણજીની માનતા રાખે અને મુધાણજીના દર્શન માટે આવે તો તેને સર્પનું ઝેર મટી જાય છે; વળી આ પટામાં એક સાતેરા મહાદેવનું મંદીર ઘણુ ચમત્કારીક છે તે જોવા લાયક છે. અહી સ્ટેશન નજીક એક કાઠીઆવાડના ગૃહસ્થ તરફથી જીન ફેકટરી કરવામાં આવી છે.

**પેદાશ**—ઘઉં, બાજરી, કઠોળ, કોદરા, જુવાર, શેરડી, તલ, ગોળ, તમાકુ, કપાસ, ચણા, મરચાં, લસણ, વિગેરે થાય છે.

---

## ૨ તાલુકે—ઇડર.

આ તાલુકામાં ૧૨૪ ગામ તથા ૪૬૨૧૨ માણસની વસ્તી છે.

**નદીઓ**—ખારી, વેકરી, સાબરમતી, મેશ્વો અને ડેભોલ, એ પાંચ છે.

**ખારી**—ગાંભોઇ આગળથી નીકળી આકોદર આગળ થઇ મોટા ફતેપુર આગળ સાબરમતીને મળે છે.

**વેકરી**—ગામ હાથરવા નજીકના ડુંગરોમાંથી નીકળી કંબોઈ આવાસણા આગળ થઈ વલાસણા આગળ સાબરમતીને મળે છે.

**સાબરમતી**—મેવાડ ઇલાકાના ઢેબરના તળાવમાંથી ઉત્પન્ન થઈ પોશીના પટામાં થઈ દક્ષીણમાં સાદરા અને અમદાવાદ થઈ ખંભાતના અખાતને મળે છે.

**મેશ્વો**—ડુંગરપુર પાસે ઉત્પન્ન થઈ સાંમળાજી મેઢાસણ અને રણાસણ આગળ થઈ વાત્રકને મળે છે.

**ડેભોલ**—ઇડરમાં મહારસાના ડુંગરમાંથી ઉત્પન્ન થઈ ઇડર બાહર અને મણીયોર આગળ થઈ સાબરમતીને મળે છે.

આ પ્રગણામાં મુખ્ય ધંધો ખેતીનો છે જમીન રસાળ તથા ફળદ્રુપ છે, કોઇ કોઈ ઠેકાણે ડુંગરો છે અને કોઈ ઠેકાણે જમીન પણ કાંકરીવાળી છે. આ પ્રગણામાં કણબી લોકો ઘણા વસે છે.

**પેદાસ**—ઘઉં, બાજરી, જુવાર, તલ, કઠોળ, મરચાં કપાસ, શેરડી, તમાકુ, વિગેરે તમામ જાતનું ધાન્ય તથા તમામ જાતના બીઆં નીપજે છે.

આ પ્રગણામાં દરબાર ખરચે ૧૪ નિશાળો ચાલે છે.

**મુખ્ય તળાવ**—રાણીતળાવ, રમળેશ્વર, પાવેશ્વર તથા કુંડ છે. ઇડર શહેરની ઇશાનકોણ તરફ અડધા માઇલના છેટે ૯૪ એકર જમીનમાં રાણી તળાવ છે તેની ઉંડાઈ ૭૦ ફુટની છે આ તળાવ આશરે ૨૫૦ વર્ષ ઉપર ઇડરના રાવ ભાણની રાણીએ બંધાવેલું છે એમ કહેવાય છે. બીજુ તળાવ પાવેશ્વર આ તળાવ પણ રાણી તળાવની નજીકમાં છે. ત્રીજુ તળાવ રમળેશ્વર, આ તળાવ રાવ રણમલે બંધાવ્યું છે; એમ કહેવાય છે. આ તળાવમાં કમળના પુષ્પો ઉત્પન્ન થાય છે એ તળાવના પશ્ચિમ કીનારા ઉપર સતીઓનાં દેવળો તથા ઇડરના મરહુમ મહારાજાઓની છત્રીઓ છે તેમજ સ્ટેટ તરફથી દેશી દારૂ બનાવી રૈયતને પુરો પાડવા માટે સેંટ્રલ ડીસ્ટલરીનું મકાન આ તળાવની પાળ ઉપર સને ૧૯૧૧ માં બંધાવવામાં આવ્યું છે. શીવાય નાહાના મોટા કુંડો ઘણા છે.

**મુખ્ય શહેર**—ઇડર, ઇડર શહેરમાં ૪૯૨૨ માણસની વસ્તી છે. એમાં દીવાની ફોજદારી આબકારી રેવન્યુ કચેરીઓ તથા ઇંગ્લીશ હાઇસ્કુલ ગુજરાતી તાલુકાસ્કુલ કન્યાશાળા, અંત્યજ સ્કુલ પોષ્ટઓફીસ તથા હોસ્પીટલ છે અને વીરપુર, સાબલવાડ, મણીઓર, નેત્રામલી, ઉમેદપુર, સાપાવાડા, બડોલી સાબલી કોટડા, અને રતનપુર વીગેરે મોટાં ગામ છે.

**જોવા લાયક**—ઇડર શહેરના દક્ષિણ તરફના ધુળેટા દરવાજા

બહાર મહારાજા શ્રી જુવાનસીંહજી સાહેબનો બનાવેલો મોટો બાગ છે, તથા સર પ્રતાપ હાઇસ્કુલનું મકાન છે કે જેમાં હાલમાં વધારો કરવામાં આવેલ છે તેમજ તેને લગતી કેશરી બોરડીંગનું મકાન છે એ બંન્ને જોવા લાયક છે. તથા પુર્વ દીશા તરફ ઘાંટીના દરવાજા તરફ જતાં શ્રી નેક નામદાર મહારાજાશ્રી કેશરીસીંહજી સાહેબનો બનાવેલો કેસર બાગ છે. તથા નેક નામદાર શ્રી મહારાજા સાહેબના ખાસ રાજમહેલમાં જુવાન વિલાસ મહેલ તે જોવા લાયક છે. એ મહેલો નજીકના પહાડ ઉપર પ્રાચીન અને જોવા લાયક મજબુત ઇડરગઢ છે તે એવો દુર્ઘટ અને અજીત છે કે નિરાશ થએલા કોઈ ભારે કામમાં સિદ્ધિ થએલી બતાવવી હોય તો આખા ગુજરાતમાં એક કહેવત ચાલી ગઇ છે કે "મેં ઇડરીઓગઢ જીત્યોરે આનંદ ભયો" આવા પ્રાચીન પવીત્ર અને નામાંકિત કીલ્લા ઉપર જવાનો એક પગ દંડી રસ્તો ઘાંટી રૂપે બાંધેલો છે તે રસ્તે થઈ ગઢ ઉપર જવાય છે, એ કીલ્લા ઉપર ચઢતાં પાંચ દરવાજાઓ આવે છે. હાલ તે દરવાજાઓ પડી ગયેલ છે પરંતુ તેના નીશાન કાયમ છે. ચોથા દરવાજા આગળ હાલના નામદાર માહારાજા સાહેબે નવીન ઢબથી ભારે ખરચે એક મહેલ બંધાવેલ છે તે ઘણો સુંદર અને જોવા લાયક છે આ મહેલ ઠેઠ હીમતનગર નજદીકથી દેખાય છે, તેના ઉપર કીટસન લાઇટ ગોઠવવામાં આવી છે તેમજ પાણી પુરૂ પાડવા માટે એન્જીન ગોઠ-વવામાં આવેલ છે. એ ગઢ ઉપર જતાં પ્રથમ શ્રી મહારાજા સાહેબનો મહેલ અને એક પ્રાચીન કુંડ તથા બગીચો આવે છે તે જોવા લાયક છે એ મહેલની આગળ જતાં જૈન લોકોનાં દેવળો તથા એક વાવ આવે છે તેમાં પ્રથમ શાંતિનાથજીનું જૈનના ૧૬ મા તીર્થં-કરની મુર્તીવાળું દેવળ આવે છે આ દેવળ પુરાતન કાળનું છે પરંતુ

કઈ સાલનું છે તે સાબિત કરવા કાંઇ લેખ નથી, આ દેવળની નજીકમાં જૈનના દીગંબરીનું શ્રી સંભવનાથજીનું ત્રીજા તીર્થંકરનું પ્રાચીન દેવળ છે, આ દેવળ ઘણું પુરાતન હોય એમ લાગે છે. આ બંને મંદિરો જોવા લાયક છે. જે જૈન લોકો કેસરીયાજી યાત્રા કરવા સંઘ લઈ જાય અને ઇડરમાં મુકામ કરે તો તેને એ કીલ્લાવાળા દેવળોનાં દર્શન કર્યા શિવાય યાત્રા સફળ થતી નથી એમ દંત કથા ચાલે છે. એ કીલ્લા ઉપર પશ્ચિમ દીશા તરફ શ્રી વજમાતાનું પ્રાચીન અને પવિત્ર ધામ છે એ વજમાતાની સ્થાપના ઈડરના રાજા વેણીવચ્છરાજે આશરે ૫૦૦૦ વર્ષ ઉપર કરી છે એમ કહેવાય છે આ સ્થળ જોવા લાયક છે. આની નજીકમાં એક તળાવડી તથા તળાવડીના કીનારા ઉપર મહારાજા શીવસીંહજી સાહેબે બંધાવેલી એક વાવડી છે અને તેમાં સંવત ૧૮૪૭ ની સાલનો લેખ છે તથા એ કીલ્લાની જમણી બાજુનો ટોંક ઉપર રૂઠી રાણીનો* માળીઓ એ નામનું પ્રાચીન અને પુરાતન મકાન છે તેના ઉપર ચઢીને જોવાથી લગભગ દશ માઇલ સુધી દ્રષ્ટી પહોચી શકે છે તથા ડાબી ટોંક ઉપર રણમલની ચોકી† એ નામનું પ્રાચીન સ્થાન છે તે જીર્ણ થઇ ગયું છે પણ એ બંન્ને મકાનો જોવા લાયક છે. કીલ્લાના પાછલા ભાગમાં સામળીઆ શોડ વીરનું સ્થાનક તથા તળાવડી છે. રાજમહેલની નજીકમાં રાવ જગન્નાથે સંવત ૧૭૦૮ની સાલમાં બંધાવેલો એક કુંડ છે અને તે કુંડના કીનારા ઉપર હોસ્પીટલ છે ઈડર શહેરના મધ્ય ભાગમાં એક કલોકટાવર છે ને તે ઉપર ચારે દીશા તરફથી દેખાઇ શકાય એવી રીતે ઘડીઆળ ગોઠવવામાં આવી છે તથા એ કલોકટાવર વાળા મકાનમાં લાયબ્રેરી

---

* આ કીલ્લો વેણીવચ્છરાજે બંધાવ્યો છે.

† આ માળીઓ રાવ ભાણે સંવત ૧૫૪૦ માં બંધાવ્યો છે.

છે, ઇડર શહેરને મજબુત કોટ છે તેને મુખ્ય ત્રણ દરવાજા છે ઈડર શહેરમાં ખરાદી લોકો લાકડાનો સામાન ઘણો કરે છે અને વ્યાપાર માટે દેશ પરદેશ ચઢે છે તથા ઇડરમાં લુહાર લોકો છરીઓ વિગેરે હથીઆર પણ સારાં બનાવે છે ઇડર શહેરની બહાર પશ્ચિમ દિશા તરફ બરૂવાવ ગામે ભાદરવા સુદના બીજા રવીવારે +ક્ષેમગરા વીરનો મોટો મેળો ભરાય છે ત્યાં આગળ ઢોરવાળા લોકો વીરની માનતા કરે છે. †ઈડર શહેરના પશ્ચિમ દરવાજા તરફ શ્રી શીતળા માતાનું દેવળ છે અને ત્યાં ફાગણ વદી ૭ ના દીવસે મેળો ભરાય છે તથા શ્રાવણ માસમાં શીળી સાતમ ૭ના દીવસે પણ મેળો ભરાય છે. ઇડરમાં ચતુરભુજજીની, મોચીઓની, તથા ઘાંટી દરવાજાની નીચે આશા ડાભીની વાવ છે, તે જોવા લાયક છે.

**મુખ્ય ડુંગરો**—મદારસાનો ડુંગર, જંબેલસાનો ડુંગર, મહાકાલેશ્વરનો ડુંગર, ધનેશ્વરની ડુંગરી વિગેરે ડુંગરો છે.

**તિર્થની જગો**—ઈડરગઢના પહાડની પછવાડે ઇડરથી ત્રણ માઇલના છેટે લીંભોઇ ગામ છે ત્યાં આગળના પહાડમાં શ્રી કળનાથ મહાદેવનું પ્રાચીન અને પવીત્ર ધામ છે આ ધામ ઘણું રમણીય અને જોવા લાયક છે. આ ઠેકાણે એક આશરે ૧૫' ફુટ લાંબી વાવ મહાદેવના દેવાલયના થડમાંજ છે તેમાં બારે માસ પાણી રહે છે. એ વાવ જોવા લાયક છે. આ કળનાથ મહાદેવમાં દર વરસે જન્માષ્ટમીના દીવસે મોટો મેળો ભરાય છે. ઈડરના કીલ્લાની નીચલી બાજુએ કુંડના કીનારા ઉપર ખોખાનાથ મહાદેવનું પ્રાચીન અને પુરાતન

---

+ આ ક્ષેમગરો ક્ષત્રિ હતો તે ઢોરોની રક્ષા કરતાં લડાઇમાં મરાયો હતો માટે તે વીર થઇ પુજાય છે. †આ ચોકી રાવ રણમલે સંવત ૧૪૧૫ની સાલમાં બંધાવી છે.

દેવાલય છે. તથા ઇડર શહેર બહાર અગ્નીકોણ તરફ મહાકાલેશ્વર મહાદેવનું દેવલ તથા પ્રાચીન કુંડ છે. તે જોવા લાયક છે. ઇડરમા સ્વામીનારાયણનું તથા શ્રી નામદાર માજી સાહેબે બંધાવેલું વલભકુળ શામસુંદરજીનું મંદીર છે તે જોવા લાયક છે. ઇડરમાં ઘાંટીના દરવાજા તરફ શ્રી અંબાજી માતાનું તથા મીરાંના દરવાજાતરફ જતાં બહુચરાજી માતાનું મંદીર છે તે જોવા લાયક છે. ઇડરના દક્ષિણ તરફના ડુંગરે ઉપર મદારસા તથા જંબેલશા પીરની દરગાઓ છે તે પ્રાચીન છે; તેમજ પશ્ચિમ દરવાજાની બહાર મીરાંદાતાર પીરની દરગા છે. તથા પુર્વ તરફ મહાકાળેશ્વર મહાદેવનું પવીત્ર ધામ અને કુંડ છે તે તથા એક ભારે ગુફા છે તે જોવા લાયક છે.

**મુખ્ય પેદાશ**—ઘઉં, મકાઈ, કોદરા, ડાંગર, તલ, કપાસ, કઠોળ, શેરડી, મરચાં, ઘી વિગેરે.

બડોલીથી પશ્ચિમે સુમારે અડધા માઇલ ઉપર શ્રી નારાયણેશ્વર મહાદેવનું દેવાલય આવેલું છે. આ દેવાલય એક ગીચ ઝાડીમાં હતું અને તે પણ છેક જીર્ણ થઇ ગયું હતું પરંતુ થોડાંક વર્ષ પર હિમાલય પર્વતમાં, નેપાળ ભણી રહેનાર બ્રહ્મચારી શ્રી ચેતનદાસજી મહારાજના આગમન પછી તેમણે બ્રાહ્મણોને એનો જીર્ણોદ્ધાર કરવા ઉપદેશ કર્યો તે ઉપરથી તે દેવાલયની આસપાસ કોટ; તથા એક મોટી ધર્મશાળા બંધાવી છે અને દર વરસે શીવરાત્રીના રોજ ત્યાં ધામધુમ સાથે મોટો મેળો ભરાય છે જેમાં બ્રાહ્મણ વિદ્યાર્થીઓ ઘણાજ ઉત્સાહથી "વોલંટીયર" તરીકે ભાગ લે છે. અહીંથી સવારના નવ વાગે વરઘોડો કાઢી ગામમાં લઈ જાય છે અને પાલખીને તેજ રોજ બપોરે હમેશાં ભરાતા સંસારીક સમાજ પછી સાંજના પાંચ વાગે

અત્રે ત્રીવેણી સંગમ ઉપર પાછી લાવે છે. લાલપુરથી વેકરી નદીનો ધઉંઆવ નદી સાથે અહીં સંગમ થાય છે આ સ્થળ પુરાતની છે; કોટની પાછળ ગુફામાં સંવત ૧૭૦૨ની સાલનો એક સતી થવાનો લેખ કોતરાવેલો છે, વળી બડોલીમાં રેપડી માતાનું એક મંદીર છે ત્યાં દેશી પરદેશી ઘણા યાત્રાળુ માનતા કરવા આવે છે; એમ કહેવાય છે કે માતાના વાયરામાં (લકવો) જે આવ્યું હોય તે અત્રે આવેથી સાજો થઇ જાય છે; તેમજ કોઇને સર્પદંશ થયો હોય તે અહીં ગોગ ચુવાણના ઓટલે આવે તો ઝેર ઉતરી જાય છે એમ પણ કહેવાય છે.

**બડોલી**--એ ધઉંઆવ નદીને કીનારે ટેકરી ઉપર આવેલું છે. તેમાં ૧૫૪૬ માણસની વસ્તી છે; તેમાં સરકારી ગુજરાતી નિશાળ, બ્રાન્ચ પોષ્ટઑફીસ, કન્યાશાળા, બ્રાહ્મણોએ પોતે સ્થાપેલી સંસ્કૃત પાઠશાળા છે વળી એક જાહેર લાયબ્રેરી પણ થઈ છે; તથા પોલીસનું થાણુ છે છેલ્લાં દશેક વર્ષથી ત્યાં દર શીવરાત્રીના રોજ બ્રાહ્મણો સંસારીક સુધારા માટે સમાજ ભરાય છે. અહીં માહારાજા જુવાનસીંહજીએ બંધાવેલો બંગલો છે, તેને હાલમાં શ્રી માહારાજા કુમાર હીમતસીંહજીએ સુધરાવ્યો છે.

**પેદાશ**—ધઉં, બાજરી, કોદરા, બંટી, મકાઇ, તલ, કઠોળ, શેરડી, કપાસ, ગોળ, ડાંગર વિગેરે.

---

## ૩ તાલુકે—વડાલી ખેડ.

આ તાલુકામાં ૨૨૨ ગામ તથા ૪૨૫૦૭ માણસોની વસ્તી છે.

**મુખ્ય નદીઓ**—હરણાવ, કોસંબી, ધઊંઆવ, ભેસકા એ રીતે છે.

**હરણાવ**—સ્વસ્થાન મજકુરની પુર્વ દિશા તરફથી પોળો સંસ્થાનમાંથી નીકળી ખેડ, મારવાડા અને ભાંણપુર આગળ થઈ સાબરમતીને મળે છે.

**કોસંબી**—સ્વસ્થાન મજકુરની પુર્વ દિશા તરફથી નીકળી ખેડ આગળ હરણાવ નદીને મળે છે.

**ધણીઆવ**—આ નદી ધઉંઆવ અને કાંકણોલાના ડુંગરમાંથી નીકળી ચામુ, બડોલી અને કુકડીઆ પાસે થઈ આગળ હાથમતીને મળે છે.

**ભેસકા**—મુડેટી નજીકના પહાડમાંથી નીકળી ગાંડીઓલ અને ચીત્રોડા પાસે થઇ આગળ સાબલી નજીક ધઉંઆવ નદીને મળે છે.

આ પ્રગણામાં મુખ્ય ધંધો ખેતીનો છે અને જમીન ખેડાણ તથા કોઇ કોઇ ઠેકાણે ડુંગરી કાંકરીવાળી છે.

**વસ્તી**—આ પ્રગણામાં મૂખ્ય વસ્તી ડુંગરી ભીલ લોકોની છે.

**નિશાળો**—આ પ્રગણામાં દરબાર ખરચે એકંદર ૯ નીશાળો ચાલે છે.

**મુખ્ય નીકાસ**—ઘઉં, બાજરી, જુવાર, જવ, ઈત્યાદી ધાન્ય તથા તમામ જાતનાં કઠોળ સરસવ, તલ, શેરડી, કપાસ, એરંડા વિગેરે થાય છે.

આ તાલુકાના નીચે મુજબ ભાગ પાડવામાં આવ્યા છે. અને તે પટા કહેવાય છે.

૧ વડાલી ચોરીવાંડ પટો. ૧ ખેડ ધનાલ પટો.

૧ પોંસીના પટો.



## (ઋ) વડાલી પટા.

**મુખ્ય નદીઓ**—ધઉંઆવ ઉત્તર દક્ષીણ વહે છે.

**તળાવ**—વડાલી પટાના બાબસર ગામે ૧૮૨ એકર જમીનમાં ૧૫ ફીટ ઉંડાઇનુ એક તળાવ છે તે જોવા લાયક છે.

**ડુંગર**—આ પટામાં મુખ્ય ધઉંઆવનો ડુંગર છે.

**મુખ્ય ગામ**—વડાલી એમાં ૩૮૫૧ માણસની વસ્તી છે. ફોજદારી કચેરી, સરકારી ગુજરાતી ઇંગ્રેજી સ્કુલ કન્યાશાળા પોષ્ટ ઓફીસ તથા હોસ્પીટલ છે અને મુડેટી, ગોરેલ, હાથરવા, ધરોલ, વિગેરે મોટાં ગામ છે.

**જોવા લાયક**—વડાલી ગામમાં જૈન લોકોનાં મંદીરો છે તે તથા હોળીના તહેવારમાં સગોર લોકો દાંડીઆ રમે છે તે જોવા લાયક છે.

**પેદાશ**—ઘઉં, બાજરી, કોદરા, બંટી, મકાઇ, તલ, કહોળ, શેરડી, કપાસ, ગોળ, ડાંગર વિગેરે.

---

## (ઌ) ખેડ ધનાલ પટા.

**મુખ્ય નદીઓ**—હરણાવ તથા કોસંબી પુર્વ પશ્ચિમ વહે છે.

**મુખ્ય ગામ**—ખેડ તેમાં ૧૨૧૮ માણસની વસ્તી છે. તેમાં ફોજદારી કચેરી તથા એગ્લો વર્નાકયુલર નિશાળ છે, અને ગલોડા, નાદરી, ગલોડીયા, ચાપલપુર, રાંધીવાડ, મુસાર, ગોતા ધનાલ વીગેરે મોટાં ગામ છે.

**જોવા લાયક**—ખેડ ગામમાં મહારાજા શ્રી જવાનસીંહજી

સાહેબે બંધાવેલો રાજબંગલો કે જેને હાલ રીપેર કરાવવામાં આવ્યો છે તે, તથા ગઢડા સામે હરણાવ નદીના કીનારા ઉપર રાવભાણના વખતમાં એટલે સંવત ૧૫૫૫ની સાલમાં બનેલુ એક સામળાજીનુ, પ્રાચીન મંદીર છે તે જોવા લાયક છે.

**તિર્થની જગાઓ**—ખેડબ્રહ્મામાં ભ્રગુરૂષીનો આશ્રમ તથા બ્રહ્માની મુર્તિ કે જે રેતીની બનેલી છે તે જોવા લાયક છે. આ ગામ હરણાવ નદીને જમણા કીનારે આવેલું છે, ઘણાં પુરાતન દેવાલયો વગર સંભાળે જીર્ણ થઈ ગએલાં છે. નદીના કીનારે પંખેશ્વર મહાદેવનુ દેવાલય છે અને દર શીવરાત્રીએ ત્યાંથી વરઘોડો નીકળે છે. આ સ્થળનુ નામ ખેડબ્રહ્મા પડયું તેનુ કારણ બ્રહ્મપુરાણમાં એમ બતાવ્યું છે કે બ્રહ્માને પાપથી મુક્ત થવાની ઇચ્છા થવાથી વિષ્ણુએ સલાહ આપી કે ભરતખંડના જાંબુદ્રીપમાં કોઇ પવીત્ર જગોએ વિદ્વાન બ્રાહ્મણ પંડીતો તેડાવી મહાયજ્ઞ કરો તે ઉપરથી બ્રહ્માએ વીશ્વકર્માને ચાર ગાઉ ફરતુ સોનાના કોટવાળુ અને ચોવીસ દરવાજાવાળુ ગામ બનાવવા કહ્યું તે ઉપરથી બ્રહ્માએ હાલની જગોએ હરણાવ નદીને કીનારે ખેડ ગામ બાંધ્યું ત્યારે બ્રહ્માએ તે જગોએ નવ હજાર બ્રાહ્મણો સહીત યજ્ઞ કર્યો અને પૃથ્વીમાંથી જતી વખતે પોતાની ચાર મુખવાળી મુર્તિ અત્રે સ્થાપન કરી તેથી આ સ્થળનું નામ બ્રહ્માની ખેડ એવું પડયું એમ કહેવાય છે, વળી ભ્રગુએ બંધાવેલું એક દેવળ છે તે પ્રાચીન બાંધણીનું હોવાથી જોવા લાયક છે. આ દેવાલય માટે પણ બ્રહ્મ પુરાણમાં એવી વાત છે કે એક વખત બ્રહ્માના પુત્ર ભ્રગુએ બ્રહ્મા અને રૂદ્રનું અપમાન કર્યુ હતુ, તે પાપો નીવારણુ કરવા માટે ભ્રગુ રૂષીએ આ બ્રહ્મક્ષેત્રમાં આવી હરણાક્ષી એટલે હરણાવ નદીમાં સ્નાન કરી મહાદેવની તપશ્ચર્યા કરી તેથી શ્રી શંકર પ્રસન થઈ તેમને

પાપમાંથી મુક્ત કર્યાં તે દીવસથી આ સ્થળનું નામ ભ્રગુક્ષેત્ર એવું પડ્યુ એમ કહેવાય છે. આ જગોએ દર વરસે મહા સુદી ૧૩થી શીવરાત્રી સુધી ૧૫ દીવસ સુધી મોટો મેળો ભરાય છે; આ મેળામાં ગુજરાત, કાઠીઆવાડ, મેવાડ વિગેરેના વેપારીઓ વેપાર કરવા સારૂ આવે છે. અને તેઓનો ઘણો માલ આ મેળામાં ખપે છે. આ ઠેકાણે વ્યાપારીઓ માટે શ્રી દરબારથી પાકી દુકાનો બંધાવેલી છે. આ મેળામાં કોઈના જાનમાલને નુકશાન ન થાય તેના માટે નેક નામદાર શ્રી માહારાજા સાહેબ બાહાદુર તરફથી સખત બંદોબસ્ત રાખવામાં આવે છે. ખેડમાં શ્રી અંબાજી માતાનુ મંદીર અને તેને ફરતી ધર્મશાળા છે તેમજ તે નજીકમાં માન સરોવર બંધાવેલું છે. આ અંબાજી માતાજીની ચમત્કારીક પ્રાચીન મુર્તી દર્શન કરવા લાયક છે, આ ઠેકાણે જાત્રા કરવા દેશપરદેશના યાત્રાળુ લોકો ઘણે દુરથી આવે છે, અંબાજી માતા ખેડ પધાર્યા બાબત એવી દંતકથા ચાલે છે કે, પ્રથમ અંબાજી માતા દાંતા સ્વસ્થાનમાં હતાં ત્યાં દાંતાના રાણાજીએ બ્રાહ્મણો વીગેરેને દર્શન કરવાની બાબતમાં કર લેવાનું નક્કી કર્યાથી માતાજીએ રાણાજીને સ્વપ્નમાં કહ્યું કે તારે બ્રાહ્મણો, સંન્યાસીઓ ઉપર કર નાંખવો નહી એ પ્રમાણે માતાજીએ ચાર વખત કહ્યું પણ રાણાજીએ નહી માન્યાથી માતાજીને માઠુ લાગ્યું તેથી ખેડના એક બ્રાહ્મણને સ્વપ્નામાં આવી ખેડમાં આવવાની ખુશી બતાવી તેથી બ્રાહ્મણે કહ્યું કે આપનો અમે ચમત્કાર ક્યારે જાણીએ કે જ્યારે સુકાઇ ગયેલું તળાવ એકદમ ભરાઇ જાય ત્યારે અંબાજીએ કહ્યું કે કાલે ભરાઈ જશે અને તેજ પ્રમાણે એ તળાવ ભરાઇ ગયું તેથી લોકોને શ્રી અંબાજી માતાની સંપુર્ણ ખાત્રી થઈ અને ત્યારથી માતાજી ખેડમાં પધાર્યાં એમ કહેવાય છે. અહીં દર પુનમે મોટા સંઘ આવે છે, અને

તેમાં ભવાઇ કરવામાં આવે છે. સંઘ વખતે મેળો જામી જાય છે. માતાજીના મંદીર નજીક મોટી મોટી ધર્મશાળાઓ ગૃહસ્થો તરફથી બંધાવવામાં આવી છે.

**પેદાશ**—ઘઉં, બાજરી, મકાઈ, કોદરા, બંટી, કાંગ, મેથી, શેરડી તલ, કઠોળ, ઘી, ગોળ, વિગેરે થાય છે.

---

## (क) પોશીના પટો.

**મુખ્ય નદીઓ**—સેઈ, પામરી, અને વાંકળ.

**સેઈ**—ઉત્તર દીશા તરફથી મેવાડ ઈલાકામાંથી નીકળી રોહ વકતાપર અને પોશીના પાસે થઈ ચારણની મહુડી આગળ સાબરમતીને મળે છે.

**પામર**—ઈશાનકોણમાંથી મેવાડ ઇલાકા તરફથી નીકળી જોટાસણ પાસે થઈ કાળાં ખેતરાં આગળ સાબરમતીને મળે છે.

**વાંકળ**—પુર્વ દિશા તરફથી નીકળી જોટાસણ આગળ પામર નદીને મળે છે.

આ પટામાં મુખ્ય વસ્તી ડુંગરી ભીલ્લોની છે. જમીન ખેડાણ તથા કોઈક ઠેકાણે કાંકરીવાળી છે. આ પટામાં ડુંગરો ઘણા છે અને ઘાડાં જંગલ તથા રસ્તો વિકટ છે.

**મુખ્ય ગામ**—પોશીના એમાં ૭૦૯ માણસની વસ્તી છે. પોલીસ કચેરી તથા સરકારી ગુજરાતી શાળા છે. અને ડેમતી મોટી, કોટડા, દતરાલ, ખેરોજ, સેમલીઆ, દેલવાડા, લાંબડીઆ વિગેરે મોટાં ગામ છે.

**જાણુવા જોગ**—પોશાનાની નજીકમાં એક નાળ છે તે હડાદ પોશીનાની નાળ કહેવાય છે. તે ઘણી વીકટ છે જ્યારે મહારાજા આણંદસીંહજી ઈડર ફતેહ કરવા પધાર્યા હતા ત્યારે આ નાળમાં કેટલાક દીવસ મુકામ રાખ્યો હતો. પોશીના પટાની ઉત્તરે આવેલા ખારા ગામમાં કીમતી વસ્તુની ખાણ છે એમ ત્યાંના લોકો કહે છે. પરંતુ અદ્યાપી સુધી શોધ કરવામાં આવી નથી.

**મુખ્ય પેદાસ**—કોદરા, બંટી, મકાઈ, તલ, ઘઉં, કઠોળ, વિગેરે તમામ જાતનું ધાન્ય તથા તલ વિગેરે નીપજે છે.

---

## ૪ તાલુકે ભીલોડા.

આમાં ૧૭૫ ગામ તથા ૫૩૩૬૧ માણુસની વસ્તી છે, આ તાલુકામાં મુખ્ય વસ્તી ભિલ્લ ગરાસીયા વર્ણની છે.

આ પ્રગણામાં શ્રી દરબાર ખરચે એકંદર નીશાળો ૪ ચાલે છે.

૧. ભીલોડા પટો. ૨. ધસરી શાંમળાજી પટો.

---

## ભીલોડા પટો.

આ પટામાં ૧૯૫ ગામ અને ૪૯૩૬૧ માણુસની વસ્તી છે.

**મુખ્ય નદીઓ**—હાથમતી, પુર્વ પશ્ચિમ વહે છે.

**મુખ્ય ગામ**—ભીલોડા એમાં ૧૩૯૯ માણુસની વસ્તી છે, તથા મુલકી, ફોજદારી, દીવાની, તથા મામલતદારની કચેરી છે, તથા સરકારી ગુજરાતી શાળા તથા પોષ્ટ ઓફીસ એંગ્લો વર્નાકયુલર સ્કુલ

અને ચોરીવાડ, ચોટાસણુ, કડીઆરા, મુડેટી, મુનાઇ, ચીઠોડા, ચીતરીઆ, મઉ ટાકાટુકા, બાલેટા, નાદોજ, પુનાસણુ, લીલછા, ભેટાલી, ટોરડા, હાથરોલ, વાંકાનેર અને પાલ વીગેરે મોટાં ગામ છે.

કડીઆદરા ગામમાં ત્યાંના કેળવણી પ્રત્યે ઉત્સાહી પુરૂષોના પ્રયત્નોથી અને મુંબાઈના ધનાઢય સજ્જનોની મદદથી એંગ્લો વર્નાક્યુલર સ્કુલ, કન્યાશાળા, કસરતસાળા, બોરડીંગ હાઉસ, તથા અંત્યજ સ્કુલ ખોલવામાં આવી છે આ સંસ્થાઓને રાજ્ય તરફથી પણ માસીક ગ્રાન્ટ આપવામાં આવે છે તેમ મકાન માટે પણ સારી રકમ મદદ રૂપે આપવામાં આવી છે.

આ પટામાં મુખ્ય વસ્તી ડુંગરી ભીલોની છે, તથા મુલક પહાડી તથા ઘાડાં જંગલોનો છે.

**જાણવા જોગ હકીકત**—ભીલોડા પટાના મોજે ભેટાલી ગામની પુર્વ દિશાએ જે વાંધુ છે તે વાંધાના કાંઠાની જમીનમાંથી ચુનાના પથ્થરો નીકળે છે તે પથ્થરના કકડા કરી તેલમાં બોળી સળગાવવાથી ઘણા ઉંચા પ્રકારનો ચુનો થાય છે તે એટલો બધો સફાઇમાં આવે છે કે અરીસાની માફક તેમાં પ્રતિબીંબ પડે છે.

આરસ પથ્થર પણ આ જાતના પથ્થરોની એક જાત છે તે જ્યાં એવી જાતના પથ્થરો હોય ત્યાં નીચેના પડમાં આરસ હોવા સંભવ રહે છે. આ પથ્થરોની શોધ કરવામાં આવે તો ઘણો ફાયદો થાય તેમ છે.

**જોવા લાયક**—ભીલોડામાં શ્રી ચંદ્ર પ્રભુજીનું મોટું દેવાલય છે. તે તથા તેમાં ૩૫ ફુટ ઉંચો ચાર માળનો મીનારો છે તે જોવા લાયક છે. ચંપેશ્વર વીરેશ્વર વીગેરે મહાદેવના દેવાલયો તથા પાલ

નજીક બીલડીઆ ગામે મીસનરી સાહેબે બનાવેલો બંગલો તથા બગીચો જોવા લાયક છે.

**તીર્થની જગાઓ**—ભીલોડાથી દક્ષિણે ૪ માઇલના છેટે દેસણ ગામે એક પુરાતન તળાવ છે અને તે તળાવના કીનારા ઉપર શ્રી ભવનાથ મહાદેવનું પવિત્ર અને પ્રાચિન દેવાલય છે. આ સ્થળ ભ્રગુ રૂષીનો આશ્રમ કહેવાય છે. આ પુરાતન અને પવિત્ર તળાવની જમીન અને પાણીમાં શ્રી ભવનેશ્વર મહાદેવની કૃપાથી રગતપીત તથા બીજી જાતના કોઢ મટાડવાનો મહાન ગુણ રહેલો છે એમ કહેવાય છે તેથી દેશી પરદેશી કોઢવાળા દરદીઓ ત્યાં આવી રહે છે અને ભવનાથમાં રહેનાર સાધુની સુચના પ્રમાણે તે દરદીઓ તે તળાવમાં નહાય છે તેમજ કીનારા ઉપરની ભભુતી જેવી માટી અંગ ઉપર ચોળી ત્રણ ચાર કલાક સુધી રહેવાદે છે આ પ્રમાણે કરવાથી સેંકડે ૭૫ માણસને રોગ મટે છે. આ તળાવની માટી જે ઘણી ભારે અને રાખોડીના રંગની રોગ મટાડનારી છે તે સને ૧૮૭૮ ની સાલમાં મહીકાઠાના આસીસ્ટંટ પોલીટીકલ એજંન્ટ સાહેબે સરકારી કેમીકલ એનાલાઇઝર તરફ જોવા સારૂ મોકલી હતી તેની તપાસ કરતાં તેના તત્વો બીજી માટીના જેવાજ જણાયા હતા, પરંતુ ઇશ્વરી ચમત્કારથી એ માટીમાં રોગ મટાડવા રૂપી અદભુત ગુણ રહેલો છે. આ જગોએ શ્રાવણ માસમાં મેળો ભરાય છે. આ જગો પવિત્ર અને જોવા લાયક ગણાય છે.

આ ઠેકાણે સને ૧૯૧૨ની સાલમાં શ્રી મહારાજા સાહેબે "લેપર અસાઇલમ" એ નામનું મકાન બંધાવવા શરૂ કરાવેલ છે અને ત્યાં રહેતા દરદીઓને રાજ્ય તરફથી મફત ખોરાક મળે છે હાલમાં શ્રી ભુવનેશ્વર મહાદેવનું દેવળ નવે સરથી બે લાખ રૂપીઆ ખરચી બંધાવાય છે.

**પેદાશ**—ઘઉં, બાજરી, કોદરા, મકાઇ, ડાંગર, શેરડી, ગોળ, તલ, કપાસ, તમામ જાતનું કઠોળ વિગેરે થાય છે.

---

## સાંમળાજી ઇસરી પટો.

**મુખ્ય નદી**--મેશ્વો પુર્વ અને પશ્ચિમ વહે છે.

**મુખ્ય ગામ**—ઈસરી* આમાં ૫૧૧ માણસની વસ્તી તથા ફોજદારી કચેરી છે અને ટીટોઈ એમાં ૨૨૧૭ માણસની વસ્તી પોષ્ટ ઓફીસ તથા ગુજરાતી તેમ કન્યાશાળા છે અને દહેગામડા, સામેરા, કારછા, બામણવાડ, ઓડ, મોટા કંથારીઆ, વિગેરે મોટાં ગામ છે.

**જાણવા જોગ તથા તીર્થની જગાઓ**—મેશ્વો નદીના કીનારા ઉપર શાંમળાજીનુ પુરાતન અને પવીત્ર ધામ છે. એમાં શામળાજીની એટલે શ્રીકૃષ્ણની મુર્તિ છે એ મંદીર પ્રાચીન બાંધણીનું છે, એ દેવાલયના પથ્થરો–થાંભલા ઉપર હાથી ઘોડા વીગેરે ચીત્રો કાઢેલાં છે તે તથા મંદીરના સભા મંડપની આગળ પાષાણના મોટા હાથી મહાવત સાથે ઘણીજ ઉમદા નકશીના કાઢેલા છે તે જોવા લાયક છે. આ પુરાતન મંદીર માહારાજા હરીશ્ચંદ્રના વખતમાં બાંધેલુ કહેવાય છે, અને આ સ્થળને હરીચંદ્રપુરી પણ કહેવાય છે. આ દેવાલયમાં એક સંવત ૧૫૦ સને ૯૪ તથા એક સંવત ૧૫૮ સને ૧૦૨ એ પ્રમાણે બે પ્રાચીન શીલાલેખો છે. આ લેખ ઉપરથી આ

---

*આ ગામ નહાનું છે. પરંતુ ફોજદારી કચેરી અને સદર સ્ટેશન હોવાથી આ ગામને મુખ્ય ગામ ગણ્યું છે.

મુર્તિનું નામ પ્રાચીન કાળમાં ગદાધરજી કહેવાતુ એમ માલમ પડી આવે છે. આ દેવળના નજીકમાં એક જુનુ શાંમળાજીનું, બીજુ સોમ નારાયણનુ, અને ત્રીજુ મહાદેવજીનું એવાં ત્રણ દેવળો છે. મહાદેવનું દેવાલય ભોંયરામાં છે તે કાશી વીશ્વેશ્વર કહેવાય છે, તથા ગાંધારીની તેના ૧૦૧ બાળકો સહીતની મુર્તિ છે તે પણ જોવા લાયક છે. મેશ્વો નદીમાં નાગધરો એ નામનો મોટો ધરો છે એ ધરામાં સ્નાન કરવાથી જો કોઇના શરીરે ભુત પ્રેતાદી પીશાચનો વળગાડ થયાનો વહેમ હોય તો મટી જાય છે, આવા વહેમવાળા ઘણા લોકો દુર દેશાવરથી ત્યાં સ્નાન કરવા આવે છે. શાંમળાજીમાં દર વરસે કારતક સુદ પુનમ ઉપર ભારે મેળો ભરાય છે, તેમાં ગુજરાત, રાજપુતાના, અને મધ્ય હીંદુસ્તાનના ઘણા વહેપારીઓ જથાબંધ માલ લઇ વેચવા આવે છે, તેમાં કાપડ તથા પરચુરણ સામાન, બળદ, ઘોડા, ભેંસો વીગેરેનું ઘણુ વેચાણ થાય છે. અને ઘણા દુર દેશાવરના ઘણા યાત્રાળુઓ મેળામાં આવે છે, તેમજ મેળા સીવાય પણ ભાવીક યાત્રા-ળુઓ દેશપરદેશથી દર્શને આવે છે. મેળામાં નેક નામદાર શ્રી માહા-રાજા સાહેબ બાહાદુર તરફથી લોકોના જાન માલને કોઇ રીતે હરકત ન થાય તે માટે સખત બંદોબસ્ત રખાવવામાં આવે છે.

અહીં એક કરમાંબાઇનું તળાવ એ નામનું મોટુ તળાવ છે, એ તળાવ ૧૩૪ એકર જમીનમાં ૧૫ ફીટ ઉંડાઇનુ છે, અને તે કોઇ ઋષીએ વગર હથીયારે હાથથી કરેલુ છે એમ દંતકથા ચાલે છે. આ તળાવ તરફ જતાં નવગજાપીરની એક મોટી કબર છે તે પણ પ્રાચીન હોય એમ માલુમ પડી આવે છે, એ કબર ઉપર મુસલમાન લોકો તથા હીંદુ લોકો શ્રદ્ધા રાખે છે. આ પટાના તમામ ભીલો પણ શામળાજીની ઘણી માનતા રાખે છે અને તેમનો ઘણો ભાવ

(ડર) રાખી ફક્ત ખરી વાત ઉપરજ ન ચાલે, શાંમળાજીના સે
ખાય છે, એટલી બધી તે લોકોની તેમના ઉપર શ્રદ્ધા છે. શ
ળાજીનું મંદીર પ્રાચીન બાંધણીનું હોવાથી તે જોવા લાયક છે
ખાખચોક અને બીજાં મંદીરો કેટલાંક છે તે પણ જોવા લાયક
અને તે ખડાયતા વાણીઆઓના કુળદેવો છે એમ કહેવાય છે
વહેપારી લોકો મેળામાં વહેપાર કરવા આવે છે તેમની અનુકુળ
માટે રાજ્ય તરફથી દુકાનો બંધાવી રાખેલી છે, શાંમળાજીની
ઘણી ચમત્કારી હોઈ દર્શન કરવા લાયક છે.

**ખનીજ પદાર્થ**—હિંદુસ્તાનના જીઓલોજીકલ સરવઈ
તરફથી મી. સી. એસ. મીડલમીસે સને ૧૯૧૧ ની સાલમાં
સ્વસ્થાનની અંદરના ખનીજ પદાર્થની શોધ ખોળ માટે મોકલ
આવેલા તેમની શોધ ખોળ દરમ્યાન આ પટાની હદમાં 'સ્ટીટ
તથા 'એસબેસ્ટોશ' નામના કીંમતી પથ્થરો મોટા જથામાં હે
માલુમ પડયું છે. 'સ્ટીટાઇટ' પથ્થર કે જે ઘણો સુંવાળો હો
તેની સ્લેટો, પેનો વિગેરે બને છે, તથા તે પથ્થરનું રમકડાં વિ
નકસી કામ પણ બહુ સારૂં થાય છે. 'એસબેસ્ટોશ પથ્થર' છે
કપડાં વિગેરે બને છે, કે જે કપડાં ઘણી અગ્નિમાં નાંખવાથી
બળતાં નથી અને આ પથ્થરને કેળવી શુદ્ધ કરવામાં આવે તો
જેવો નરમ હોવાથી ગ્યાસની બત્તી વિગેરેના ઉપયોગમાં પણ
શકે છે. આ સ્થળે જો રેલવેનું સાધન થાય અને સુધરેલી
તેના ઉપર કામ કરાવવામાં આવે તો આ પથ્થરો બહુ બ
પ્રમાણમાં ઉપયોગમાં આવી શકે તેમ છે.

**પેદાશ**—કોદરા, બંટી, ઘઉં, મકાઇ, કઠોળ, તલ, ચણા,
નીપજે છે.

---

## ૫ તાલુકે બાયડ.

આ તાલુકામાં ૧૪૦ ગામ તથા ૧૮૨૪૯ માણુસની વસ્તી છે. અને શ્રી દરબાર ખરચે એકંદર ૮ નિશાળો ચાલે છે.

**મુખ્ય નદીઓ**—વરાંસી, ધામણ અને માજુમ.

**મુખ્ય નદી**—વરાંસી નૈરૃત્ય કોણમાંથી વાડાશીનોર ઇલાકા તરફથી નીકળી કોટડા અને બાયડ આગળ થઇ મહી નદીને મળે છે.

**ધામણ**—સલેવાના તળાવમાંથી નીકળી ડેમાઇ આગળ મહી નદીને મળે છે.

**માજમ**—પુર્વ પશ્ચીમ વહે છે.

---

## બાયડ પટો.

આ પટામાં ૫૯ ગામ ૧૫૧૧૪ માણસની વસ્તી છે.

**મુખ્ય ગામ**—બાયડ એમાં ૧૮૮૧ માણસની વસ્તી છે. મુલકી, ફોજદારી, દીવાની, મામલતદારની કચેરી, પોષ્ટ ઓફીસ, સરકારી નીશાળ, કન્યાશાળા તથા દવાખાનું છે. અને ગાબટ, ચોઇલા, આકરૂંદ, રડોદરા, બોરોલ, સરસોલી, વીગેરે મોટાં ગામ છે.

**જોવા લાયક**—બાયડમાં પ્રાચીન જુના વખતની મહેલાતો છે તે જોવા લાયક છે.

**જાણવા જોગ**—બાયડ પટામાં ઉસ અથવા ખારો (સોડા-કારબોનેટ) ધણો મળી આવે છે, એ ઉસ કપડવણજના કાચના કારખાનામાં કાચ બનાવવાના ઉપયોગમાં લે છે. બાયડ પટાના સગવડ પડતા ગામોમાં દરબાર શ્રીના આશ્રય તળે એક ઉસનું કાચ બનાવવાનું કારખાનું સ્થાપીત થાય તો તેથી ધણો ફાયદો થાય તેમ છે.

**પેદાશ**—ઘઉં, બાજરી, કોદરા, તલ, જવ. કઠોળ, મકાઇ, મરચાં, શેરડી, તમાકુ, વરીયાળી, બાવટો, વિગેરે નીપજે છે.

---

## ૬ તાલુકે સબલપુર મેઘરજ

આ તાલુકામાં ૨૫૪ ગામ તથા ૩૨૧૪૫ માણસની વસ્તી છે.

આ તાલુકામાં ત્રણ પટા છે. સબલપુર તથા રાયગઢ, મેઘરજ આ તાલુકાનો ઘણો ખરો ભાગ ડુંગરી ભીલ લોકોની વસ્તીવાળો છે કારણ ડુંગરો ઘણા હોવાથી મુલક જંગલનો છે આ લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે.

**મુખ્ય નદીઓ**—ઇરૂ, વરાંસી, ધામણ, વાત્રક અને માજમ એ પાંચ છે.

**ઇરૂ**—સ્વસ્થાન મજકુરની પુર્વ દીશામાથી રેવાકાંઠા ઇલાકા તરફથી નીકળી પુર્વ પશ્ચિમ વહી જીતપુર આગળ વાત્રકને મળે છે.

**ધમણ**—સવેલાના તળાવમાંથી નીકળી ડેમાઈ આગળ થઇ મહી નદીને મળે છે.

**વાત્રક**—પુર્વ દીક્ષામાંથી ડુંગરપુર રાજ્યમાંથી ઉત્પન્ન થઇ મેઘરજ અને લાલપુર પાસે થઇ ખેડા પાસે સાબરમતીને મળે છે.

**માજમ**—ડુગરપુર ઇલાકા તરફથી ઉત્પન્ન થઈ આ સ્વસ્થાનની હદમાં થઈ મોડાસા અને વડાગામ આગળ વાત્રકને મળે છે.

**મખ્ય પેદાશ**—કોદરા, બંટી, ઘઉં, મકાઇ, ડાગર, સરસવ, તલ, શેરડી, તમાકુ, મરચાં, કપાસ વિગેરે થાય છે.

---

# મેઘરજ પટો.

આ પટામાં ૧૩૨ ગામ તથા ૧૧૨૦૯ માણુસની વસ્તી છે.

**મુખ્ય નદી**—ઈંઝ પુર્વ પશ્ચિમ વહે છે.

**મુખ્ય ગામ**—મેઘરજ એમાં ૧૩૨૮ માણુસની વસ્તી છે. ફોજદારી કચેરી તથા સરકારી એંગ્લોવર્નાકયુલર સ્કુલ છે અને કુણોલ, બાંટીવાડા, ભેમાપુર, મુડસી; એલો, લોબેદ્રા અને મોરી વિગેરે મોટાં ગામો છે.

આ પટામાં ડુંગરો ઘણા છે તથા ઘાડા જંગલ અને મુખ્ય વસ્તી ડુંગરી ભીલની છે.

**કારીગરી**—મેઘરજ પટામાં પથ્થરનાં વાસણો જેવાં કે ખલ, પવાલાં, વીગેરે ઘણાં સારાં થાય છે. અને સલાટ લોકો તેનો વેપાર કરે છે તથા લાકડ કામ ખરાદી લોકો ઠીક કરે છે.

**પેદાશ**—ઘઉં, મકાઈ, કોદરા, બંટી, કઠોળ, શેરડી, સરસવ, ઘી, વીગેરે થાય છે.

---

# સબલપુર પટો.

**મુખ્ય નદી**—માજમ પુર્વ પશ્ચિમ વહી વાત્રકને મળે છે.

**મુખ્ય ગામ**—સબલપુર એમાં ૧૪૫ માણુસની વસ્તી અને ફોજદારી, દીવાની, રેવન્યુ કચેરી છે. અને શીકા, શીણાવાડ, ડુંગરવાડા, સણુગાલ, ફરેલી, જાલોધર, શીણોલ, વણીઆદ વીગેરે મોટાં ગામ છે.

**ખનીજ**—સબલપુર પટાના ખલીકપુર ગામે ઈમારતી કામમાં આવે એવા પથ્થરો નીકળે છે.

આ પટામાં પણ મોટર સરવીસ ચાલુ થયેલ છે તેથી મુસાફરોની જવા આવવાની અગવડતા મટી ગઈ છે.

---

## રાયગઢ પટો.

**મુખ્ય નદીઓ**—મેશ્વો પુર્વ પશ્ચિમ વહે છે.

**મુખ્ય ગામ**—રાયગઢ એમાં ૯૭૭ માણસની વસ્તી તથા ફોજદારી કચેરીઓ તથા ગુજરાતી નિશાળ છે. આ ગામના જૈન અને શીવધર્મનાં દેવાલયો, પ્રાચીન વખતની વાવો વિગેરે, જળાશયો, અને ખંડિએર થઇ ગએલાં સેંકડો મકાનનાં નીશાનો જોવાથી જણાઇ આવે છે કે પ્રથમના વખતમાં આ ગામ એક શહેરની માફક ભર વસ્તીવાળું આબાદ હોવું જોઇએ તેની સાથે રાજ્યધાનીનુ પણ મુખ્ય સ્થળ હોવાનું કીલ્લાની રચનાથી સાબીત થાય છે. આ ગામ મહારાજા આણંદસીંહજીના ભ્રાતા મહારાજા રાયસીંહજીએ આબાદ કર્યાનું તથા તેમાં પોતાની રાજ્યધાની કર્યાનુ કહેવાય છે. આ ગામમાં પ્રથમ વાણીઆઓની વસ્તી હતી પરંતુ કાંઇ કારણને લીધે તેઓ દક્ષિણમાં જઇ વસ્યાનું કહેવાય છે આ ગામના વણીકો ઘણા ધનાઢ્ય હતા તે હાલસુધી "કેવનના શેઠની સમૃદ્ધિ હજો" એવું ચોપડામાં લખાય છે તેથી જણાઈ આવે છે. કેવન રાયગઢનું એક પટા પરૂ છે હાલ રાયગઢમાં મુખ્ય વસ્તી બ્રાહ્મણોની છે. આ રાયગઢમાં હાલમાં એક તળાવ બંધાવવામાં આવ્યું છે તે "પ્રતાપ સાગર" એ નામથી ઓળખાય છે. હાલમાં આ તળાવ મોટા ખર્ચે દુરસ્ત કરાવવામાં આવ્યું છે તેમ તેમાંથી ખેતીના ઉપયોગ સારૂ નહેર કાઢી શકાય તેવી ગોઠવણ કરવામાં આવી છે તથા મેઢાસણ લેભોઈ,

વાવડી; બાંમણા, ખંભીસર વિગેરે મોટાં ગામ છે.

**જોવા લાયક**—રાયગઢમાં મહારાજા રાયસીંહજીએ બંધાવેલો કીલ્લો તથા મહેલ જોવા લાયક છે.

**જાણવા જોગ**—રાયગઢ તથા સજાપરામાં કેટલાક "કાટેડા" મળી આવે છે. તે ઇડર હોસ્પીટલમાં લાવી તેનું શોધન કરતાં તેમાં ઘણે ભાગે લોખંડ માલુમ પડયું છે. રાયગઢના લોકો આ કાટેડાની ભસ્મ બનાવી બહારગામ દવામાં વેચે છે. આસપાસના ગામના લોકો ઘણી આતુરતાથી એ ભસ્મને કીંમતી ગણી તાવ જ્વરાદીક રોગો માટે ઉપયોગમાં લે છે (આ કાટેડા આગળના વખતમાં અહીંઆ લોખંડનું કારખાનું ચાલેલ હોય તે વખતના નીકળેલ હોય એમ જણાય છે અથવા તો લોખડની ખાણ હોવા સંભવ છે. તથા તથા રાયગઢની ઉત્તર બાજુએ ઉંટડીનું થાણું એ નામનું સ્થળ છે. ત્યાં આગળ ચોરસા જેવા કાટેડા મળી આવે છે જેનો મંડુર "લોકાટ" બને છે, ત્યાંના લોકો કહે છે કે આ સ્થળે પ્રથમ ત્રાં-બાની ખાણ હતી અને તે કઢાવવા કારખાનું કાઢવામાં આવેલ પરંતુ ખર્ચ જાદે થવાથી તે બંધ કરવામાં આવ્યું હતું વળી આ ગામથી ઇશાનકોણ તરફના આડા ગામે ત્યાંના નજીકના પહાડમાંથી સ્ફાટીકના કટકા મળી આવે છે તે ખંભાત તરફના સ્ફાટીક કરતાં નહાના છે તેની ચુનીઓ બનાવવામાં આવે તો બની શકે ખરી તથા આ પટાના વગડી ગામે થોડો ઘણો ઉસ મળી આવે છે, તેમજ મોજે બીલપાણ અને રાયપુર ગામની હદમાંથી અબરક મળી આવે અને મોજે બોડી ગામમાં અબરક વધારે પ્રમાણમાં મળી આવે છે અને ત્યાં અબરકની ખાણ હોવાનો સંભવ છે. તેમ પોટલીઆ ગામે ઘણો સારો ચુનો થાય છે તે ઘણો ખપે છે.

**વનસ્પતી**—આ પટાના ડુંગરી ભાગમાંથી ગોખરૂં, ધોળી મુસળી, આંબળાં, બેડાં, કેસુડાં, કાથો, ટીંબરૂનાં પાનાં, સાજીનાં ફુલ વગેરે ઘણાં થાય છે. જો તે વ્યાપાર અર્થે પ્રદેશ ચઢાવવામાં આવે તો ધંધાને ઉત્તેજન મળી સારો ફાયદો થાય તેમ છે.

**તીર્થની જગાઓ**—રાયગઢમાં શ્રી વૈજનાથ મહાદેવનું પવિત્ર ધામ છે ત્યાં શીવરાત્રીના દીવસે મેળો ભરાય છે તથા વરઘોડો નીકળે છે. આ ઠેકાણે એક બાળ સમુદ્ર એ નામનો કુંડ છે કે જેમનાં સ્નાન કરવાથી જે સ્ત્રીને ધાવણ ન આવતું હોય તે દૈવી ચમત્કારથી આવવા માંડે છે બાળસમુદ્રમાંથી ઉનાળામાં તેમજ ભારે દુષ્કાળમાં પણ કોઇ વખતે પાણી ખુટયું નથી તેમજ આ ઠેકાણે ભીમ પગલુ છે તે પણ જોવા લાયક છે.

**પેદાશ**—ઘઉં, કોદરા, બંટી, મકાઇ, જુવાર, ડાંગર, કઠોળ, શેરડી; તમાકુ વિગેરે થાય છે.

સમાપ્ત.

